रचनार,

कृष्णपूर निवाशी विद्यारामात्मज कवि
भाइशंकर पंडित विरचिते.

૭૧૩૪

# ધર્મધુરંધર મહારાજશ્રી વિહારીલાલના વિરહનો વિલાપ.

કવિશ્રીના હુકમથી પ્રસિદ્ધકર્તા.

**શ્રી વડતાલ હિતચિંતક સતસંગીત સમુહ.**

**તથા M. A. મોઢી આશ્રીત મહાસભા.**

સંવત ૧૯૫૫—સને ૧૮૯૯.

**કીંમત ( ન્યોચ્છાવર ) એક આનો.**

रचनार,

कृष्णपूरनिवाशी विद्यारामात्मज कवि
भाइशंकर पंडित विरचिते.

# ધર્મધુરંધર મહારાજશ્રી વિહારીલાલના વિરહનો વિલાપ.

કવિશ્રીના હુકમથી પ્રસિદ્ધકર્ત્તા.
**શ્રી વડતાલ હિતચિંતક સતસંગીત સમુહ.**
**તથા M. A. મોઢી આશ્રીત મહાસભા.**

સંવત ૧૯૫૫—સને ૧૮૯૯.

કીંમત ( ન્યોચ્છાવર ) એક આનો.

श्री स्वामिनारायण परमात्मये नमः

## धर्मधुरंधर महाराजाधिराज

# श्री विहारीलालजीना विरहनुं वर्णन.

---

રાગ.

" કૃષ્ણ વળાવી હું વળીરે, ઉભી જમનાં તીર;
" આંસુડે ભિંજાય મારો કંચવો, મારાં ભીંજાય દખણી
ચીરરે " મધૂવનના વાસી—ટેક.

---

સ્નેહે નમાવી શિષનેરે, શ્રી સહજાનંદ પાસ;
વિહારીલાલ સ્વધામ ગયા, તેનો વર્ણવે વિરહ દાસરે.
વટપુર વિલાસી-૧

જન્મ ધર્યો જેણે જગતમાંરે, સંવત ઓગણીસેં આઠ;
ત્ર્યૈં વદી અમાસની રાતે, વાર ઠીક ગરેઉનો ઠાઠરે- વટ૦ ૨

મોતીના મેઉલા ઉડયા ત્યારે, દુંદુભી દેવે દીધ;
ધર્માદામાં ધન બહુ ખરચ્યું, ફેડી દીધી નવનીધરે- વટ૦ ૩

કસ્તૂરી જેમ દીંટામાં રહીરે, સુગંધી પ્રસારે ચોપાસ;
તેમ બાળાવયમાં ખિલી ઉડયા, અલબેલો અવીનાશરે- વટ૦ ૪

શશીવર જેવો શુદ્ધિનોરે, તેજે વધનો જાય;
તેમ પ્રભુજી બાળોવયમાં, બહુ તેજાંકિત જણાયરે- વટ૦ ૫

સતસંગના શીરોમણીરે, સ્વામી ગુણા તિતાનંદ;
તેમના હાથથી વર્ત્તમાન ધારી, માન્યો મન આનંદરે- વટ૦ ૬

સ્વામિ ગુણા તિતાનંદનારે, થયા કૃપાના નિધાન;
તો પછી ન્યુન શી વાતની, સ્હેજે રીઝવે શ્રી ભગવાનરે-વટ૦૭

શાસ્ત્ર સિધાંતો શિખિ નેરે, કરતા વાદ વિવાદ;
ક્રોધે લોભે મોહે કો દી ફસાઇ, લીધો ના શીર અપવાદરે-વટ૦૮

શ્રી રઘુવીરજી સાથ રહીરે, થયા આચારજ પાત્ર;
જે આગે ના ઇંદ્ર ટકી શકે, ત્યા માનવિ તે કુણ માત્રરે-વટ૦ ૯

તેજ દેખીને ચંદ્રનીરે, છૂટી હશે મન ધીર;
તેથી શું તેણે રીસ કરીને, ક્ષય વ્હોરી લીધો હશે શીરરે-વટ૦૧૦

બાળાવયમાં એ રિતેરે, ધાર્યો નિતી ને ટેક;
પરમારથમાં પ્રિતી ધરી, કિધાં જગતમાં કામ અનેકરે-વટ૦૧૧

હસતા મૂખે શ્રી હરીરે, હરઘડી જોતાં જણાય;

ભેળી સદ્‌ગુણિ સાધુઓ પાસે, પ્રેમ ઘણો પથરાયરે—વટ૦ ૧૨

સંવત ઓગણીસેં અનેરે, પાંત્રીશની પછી સાલ;
ભગવત્ પ્રસાદે તન તજ્યું, આવ્યો વેરી અચાનક કાળરે—વટ૦૧૩

ઝાડપાલે પશૂ પક્ષિએરે, રૂદન કીધું પોકેપોક;
દેશ અને પરદેશ વિષેના, બહુ કળકળિયા લોકરે— વટ૦ ૧૪

ગેબી ગોળાના ઘાવથીરે, હડબડીયું બધું જગત;
વિહારિલાલને નયને નિહાળી, શાન્તી પામે મન ભક્તરે—વટ૦૧૫

સાલ ઓગણીસેં પાંત્રિસેરે, આનંદ ભાસ્યો વિશેષ;
શ્રાવણ વદી આઠમને દહાડે, કિધો પટાભીષેકરે— વટ૦ ૧૬

સત્તાવિશ વરશની વયેરે, થયા ગાદી આરૂઢ.
પરમ ભક્તતો એ સદ્ પ્રીછે, શું જાણે મતી મૂઢરે—વટ૦ ૧૭

ધર્મ ધુરંધર પદ ધરીરે, બેઠા ગાદીપર નાથ;
ધર્મ ને કર્મની પુષ્ટિ કરી, બહૂ તાર્યો સુભક્તનો સાથરે—વટ૦ ૧૮

મુંબઈ જુનાગઢ સૂરતેરે, પધારી આપ ખચીત;
શાસ્ત્રિઓની ભરી સભા તેમાં, પામ્યા છે પૂરણ જીતરે—વટ૦ ૧૯

હરિભક્તોના બોધથીરે, ટાળ્યા સર્વ ઉતાપ;
અક્ષર ને બ્રહ્મવિદ્યા પ્રવર્તાવી, એ ઉપકાર અમાપરે—વટ૦ ૨૦

શ્રી ભાષ્ય ને ભાષ્ય રત્નનારે, લખ્યા વેદાંતિક ગ્રંથ;
સદ્‌ગુણીને નિઃમાનિ સાધૂઓને શીખવી સૂધાર્યો પંથરે— વટ૦ ૨૧

મત સ્થાપ્યો સઠ દેશમાંરે, વેશેષ્ટ દ્વૈત વરીષ્ટ;
થાપે ઉથાપે વારશી તેને, જેહ જગતનો ઈષ્ટરે- વ૮૦ ૨૨

ગોમતી ઘાટ વિશાળ કરીરે, વાવ્યું પુન્યનું બીજ;
બાગ બગીચા બંગલા બાંધી, કીધી વડી તતબીજરે-વ૮૦ ૨૩

સાધુ સંત રહે શાન્તિમાંરે, જપતા શ્રી સહજાનંદ;
વાલોજી વ્હાલા વિશ્વને, રઘુવીરજી નંદ મુકુંદરે- વ૮૦ ૨૪

અત્યંત યજ્ઞ યાગ કિધારે, તેવાં પુન્યને દાન;
દિગ્વિજય કરી દશે દિશામાં, પામ્યા વડેરૂં માનરે- વ૮૦ ૨૫

ખુબ ખુશીમાં રહે સદારે, ભક્તી કરે હરરોજ;
વેણ વદે વાલો વ્હાલેરાં સૌને, કરી અંતરમાં ખોજરે-વ૮૦ ૨૬

ભક્તિ રસે ખાઇ ડુબકીરે, વિચર્યા ન વાંકી વાટય;
કર્તવ્ય કર્મે જ્ઞાન વિવેકે, શોભાવ્યો આચારજ પાટરે-વ૮૦ ૨૭

---

## વિરહ વિલાપ.

વીશ વરસ રહી ગાદિએરે, મોજ કરી મહારાજ;
હાયરે હાય ઓ બાપ આ દહાડો, કયાંથી દેખાડયો આજરે-વ૮૦ ૨૮

માથુ દુખ્યું ને વેગ વધ્યારે, એ દુ:ખનું મંડાણ;
આશા હતી હમણાં મટી જાશે, આવું ન કોને જાણયરે;-વ.૨૯

સંવત ઓગણીસેં અનેરે, પંચાવનની પેસ;

ભાદ્ર શુદી આઠમ બુધવારે, વરતાયો જંગમાં કેરરે-વટ૦ ૩૦

પાળા સાધુ બ્રહ્મચારિઓરે, અન્ય જનો ધર્મીધ;
સંત હરીજન દેશ વિદેશી, અતી કરે આક્રંદરે- વટ૦ ૩૧

તાર ગયા જે ઠામમાંરે, ત્યાં ત્યાં વધ્યો ઉતાપ;
મૂકે નિશાસા રોઇ રોઇ સર્વે, વિધ વિધ કરી વિલાપરે.વટ. ૩૨

માઠા સમાચાર ચોદીશેરે, વાયૂ વેગે થયા જાણ;
હાટે ને ઘાટે ચોરે ને ચૌટે, બહૂ થયું ભુગરાંણુરે- વટ૦ ૩૩

ભેળ પડી ભર્યા શહેરમાંરે, કાચી કેળો કપાઇ;
સિંધૂ સુકાયો સુખનો આજે, વેરણુ વેળા જણાઇરે- વટ૦ ૩૪

હેમની લંકાં હાલમાંરે, લોહ સમાન જણાય;
ઘરમાં ના ગોઠે બ્હાર ભયાનક, ચોદીસ ખાવા ધાયરે.વટ૦ ૩૫

વેરણુ વારતા સાંભળીરે, પ્રગટ્યું મેઘને શૂળ;
ત્રીના બિંદૂ એક કરે જો, વીરહથી વ્યાકૂળરે- વટ૦ ૩૬

બારે ભાનું સાથે ઉગ્યારે, પ્રસરાવ્યો બહૂ તાપ;
જગ પ્રલયથી આજ વધારે, સૌને મન પરીતાપરે- વટ. ૩૭

કોઠારી ગોરધનભાઇનોરે, કહ્યો વિલાપ ન જાય;
ઝૂરી ઝૂરી જન દીધો ગુમાવી, ગ્રાસ અનાજ ખાયરે-વટ. ૩૮

નંદલાલભાઈના નેત્રથીરે, આંસૂ વહે ચોધાર;
છાતીમાં ડૂમો દીસે રૂંધાયો, રહ્યો ના દીલગીરી પારરે-વટ. ૩૯

પશૂપતિ પરસાદનેરે, માર્યું વિરહનું બાણ;
રોઇ રોઈ આંખો રાતી થઇ છે, છાના રહે કહેશે કોણરે-વટ. ૪૦

વેરાન વસ્તી આજનીરે, વીહારી તારે માટય;
રાધાને બળવંતા બે બેનો, રૂવે છે હૈયા ફાટયરે- વટ. ૪૧
અજ અછોકલી બુદ્ધિનારે, વિહારી પાછા વાળ્ય;
કૂળદેવી ને ભગવતી ભુંડા, ફૂટી મરે આ કાળરે- વટ. ૪૨

---

## શોકાભાસ.

સમુદ્ર આજે ઘૂઘવેરે, ભરતી કરીને અપાર;
રઘુવિર પૌત્રની પિડયથી જાણે, કરતો હોય પોકારરે-વટ. ૪૩

જમીન ઉપર આ સમેરે, તરણું એક ન જોય;
જાણે વિહારીલાલ વિજોગે, મુડાવ્યું માથૂ હોયરે- વટ. ૪૪

પત્ર ભેલાઈ ગયાં વૃક્ષનાંરે, આવ્યો જેમ વરાડ;
વિહારીલાલ વિજોગે જાણે, જોગી થઇ ચાલ્યાં ઝાડરે-વટ. ૪૫

નદી કરાડે રેતીથીરે, બળે સલૂણી દેહ;
વિહારીલાલ વિજોગે જાણે, આજ તપે છે તેહરે- વટ. ૪૬

વેળૂ ઉડીને ભોંયથીરે, વાયૂ ભેળી થઇ જાય;
પાન્ડેના પંડ તણી પરસાદી, વિભૂતી જેવી જણાયરે-વટ. ૪૭

મોર કે દાદુર હંસનોરે, આજ સુણાય ન નાદ;
વિહારી વિરહ ગયા વરણવવા, અજ પાસે ફરીઆદરે-વટ. ૪૮

પક્ષિઓ ચારો ના ચરેરે, હીરો અમુલખ ખોય;
ગાય બળદ હય ઘોડા ઘણાંરે, બેં બેં કરી-બહૂ રોયરે-વટ. ૪૯

સોહીની નીકો વાટચમાંરે, વ્હેતી જણાય છે આજ;
ઓવાયો સંત હરીજન સાધૂ, નૈષ્ટિકનો શિરતાજરે- વટ. ૫૦

---

## ગુણ કથન.

રોળાયો આજે રાખમાંરે, દીનદયા પ્રતીપાળ;
સત્યાસત્ય પ્રતીતી કરી કુણ, લે સેવક સંભાળરે- વટ. ૫૧

શાન્તગુણી સ્વભાવનારે, ધર્મનિષ્ઠ વિશેષ;
દિર્ઘદ્રષ્ટી ઉદારતાથી, વખણાયા, દેશ વીદેશરે- વટ. ૫૨

શીતળ નેન ને વેણુનારે. નાથ દયાના નિધાન;
રૂપ અનૂપમ તેજ અલોકિક, દેદીપ્ય ભીને વાનરે- વટ. ૫૩

વીસારતાં કેમ વીસરેરે, અમૃત સરખાં વેણ;
ફરી ફરીને દર્શન કરતાં, તૃપ્ત ન થાએ નેણરે- વટ. ૫૪

સિધ્ધતા સ્મરણ શક્તિમાંરે, હયાત રોજ દીસેજ.
એક વખત જેને નેણે નિહાળ્યો, ચૂકો નહીં પછી તેજરે-વટ. ૫૫

ઉંચે સાદે નથી ઉચર્યારે, કોઇ દીન આપ કૃપાળ;
આજ દગો કરી દીલ દુખાવ્યું, અળગા કીધા અમો બાળરે-વટ.૫૬

સ્વછદે વર્ત્તવું ના ચહ્યુંરે, જગત નયંતા દેવ;
આગ્રહ કોઇ વાતતણો નહીં, નહીં મને અહમેવરે- વટ. ૫૭

ચારૂરોપો વાવ્યો ચોકમાંરે, સદકિર્તીનો સદ;
નિ:માની થઇ નેક વધાર્યો, વાળી વિવેકની હદરે- વટ. ૫૮

કલપાંત કરવો કરમમાંરે, માર્યો વિધાતાએ આંક;
તો શીદ રાંક કાળશિરે, વાંક દેયો વૃથા નવટાંકરે- વટ. ૫૯
મન દ્રઢતા કેમ ધારિએરે, તારાવિના એ નાથ;
પ્રાણ પળે પળે તુંને પુકારે, હૈડૂ રહે નહીં હાથરે- વટ. ૬૦
ગંગાજી ગયાં સ્વર્ગમાંરે, ગયું માત પિતાનું વ્હાલ;
રસમાંથી કસ બધો કરમાયો, જાતાં વિહારીલાલરે- વટ. ૬૧
આમ જવું હતું તો પછીરે, શીદ આવ્યો આ વાટચ;
નેહ લગાડીને તરછોડ્યાં, આ નહીં તમારો ઘાટરે- વટ. ૬૨
તાળી પડે ત્રાહ ત્રાહ્યનીરે, ધાકારી લાગી કુટચ;
વિશ્વ હવે વિસવાસ તજી, સહૂ મરશે તારી પુઠચરે- વટ. ૬૩
હત્યા થઈ પર્મહંસનીરે, લુંટાયો હૈયા હંસ;
કહે બાદશંકર ક્યાં તૂં, પ્રભૂજી, દીધો આ વીપનો દંશરે-વટ. ૬૪

---

( લલિતછંદ. )

અરર હાય આ, ના ખમાયરે, અરર ચિત્તમાં લાહ્ય થાયરે;
સકળ જગતના, એ કૃપાધના, લવલવે જુઓ, બાળઆપના. ૧
તરછટે પ્રભૂ, છોડિના મુકો, કઠણ કાળજૂ, થાય આ ભુકો;
અતિષ ક્રોધઆ, અંતરે બળે, વિરહ અગ્નિ તે કેમ શાન્તરે- ૨
દિરઘ દૃષ્ટિના, સુર્ય સૃષ્ટિના, પ્રભુ પ્રમૂખ છો, પ્રેમ વૃષ્ટિના;
તદપિ શીદને, દૂખ દે અરે, પ્રભુ વિહારિ ક્યાં, દૂરતું ફરે- ૩

વિકટ માર્ગમાં, જગત ઝૂરતું, તુજવિના પ્રભૂ, તે દુખી થતું;
દુખ સમાવ્ય તું, દીન નાથરે, જગ જીવાડતું તૂજ હાથરે- ૪

તુજ વિના પ્રભૂ, ખાવુ ખેલવું; ગમતુ ના મને, ગામમાં જવું;
ગહન છે ગતી, નાથ તારિરે, પ્રભુ વિહારિતું, લે ઉગારિરે- ૫

સુખદ પ્રેમના, સાથિઓ સખી, વિરહ લેખ હું, થાકુ છું લખી.
ગતિ દિધેલ છે, તારિ એ બધી, પ્રભુ વિહારિ ઓ પ્રેમના નિધી-૬

પુરવ જન્મ મેં, પાપ શાં કર્યાં, પ્રભુ વિહારિ તેં છેક પરહર્યાં;
મનન લાવતા, ચૂકમારિરે, દિનદયાળરે ઓ વિહારિરે- ૭

દુખ નથી દિધૂ, સાધુ સંતને, નાથ કિધું કુડું, કર્મ કોદિને:
અરજ કર્ણલે, માહરી વતી, તુજવિના પ્રભૂ, નાહી છે, ગતી-૮

જનમનો પ્રભૂ, હું અભાગિરે, લગનિ ભક્તિની નાજ લાગિરે;
મુખ બતાવુ શું, દેહ આ ધરી, મરૂ વિહારિના, વિર્હથી હરી-૯

નથિ ખમાતિરે, પ્રેમની પિડા, દુખ દિએ વધૂ, કર્મના કિડા;
પ્રભુ વિહારિઓ, રંગના ભિના, ભુંડિ દશા પ્રભૂ તાહરા વિના-૧૦

મન વિસારતાં, તું ન વીસરે, દુખિ વૃથા પ્રભૂ, કેમ તું કરે;
નશિબ આ ફુટયું, ના કળાયરે, મરૂ વિહારિના વીણ હાયરે-૧૧

વિણ વિહારિ શી, જગતની વલે, વધુ વધી પિડયા, એ મને દિલે;
દિન દયામણા, ઓ વિહારિરે, ઝટ થજે પ્રભૂ, સાહ્ય મારિરે- ૧૨

નિરખિ તુજને, કાળ કંપતો, નિત તમારિ તે, સાહ્ય માગતો;
શરણ તેહને, વૃત્તિ તારિરે, નવિન એ કૃતી, ઓ વિહારિરે- ૧૩

વગર કારણે, કાળ મૂખમાં, ચવઇ કયાં ગયો, ભારિ ભૂખમાં;

સુરતિ આપની જાઉં વારિરે, હરિજન પ્રભૂ, ઓ વિહારિરે-૧૪

કરમ કોંણુઆ, પુર્વે પાપનાં, સુચિત શું મળ્યાં, કોઈ શ્રાપનાં;
મન વિજોગનો, વિહૈ થાયરે, ઝુરિ ઝુરી મરૂં, હાય હાયરે-૧૫

સુખ બન્યું જુઓ, છાસ બાકળા, ધુળ મળી જુઓ, પ્રેમની કળા;
પુર જુવાનિનું, જાય હારિરે, ગજબ હાયરે, ઓ વિહારિરે-૧૬

ફ્રરિ વળયો પ્રભૂ, અગ્નિ રૂપમાં, મળિજ આંખજો, ગઈ કૂપમાં;
બહુજ દૂખથી, હું સ્તવું જરી, પ્રભુ તુ પાસમાં, લે હરી હરી-૧૭

સુખ સુકાય ને, આ હૃદે બળે, શરિરનું બધું, શૌર્ય તો ગળે;
ખરર આંખથી, આંસુ જાયરે, પ્રભુજી શી ગતી, હાય થાયરે-૧૮

જરૂર હું બન્યો, દુઃખનો ઘરો, ગુરૂ વિહારિરે, જ્યાં કિધો પરો:
થડકિ શ્વાસ આ, બંધ થાયરે, વિરહ હું થકી, ના લખાયરે-૧૯

બહુજ શોકથી, શર્દિ નેણમાં, થડકતો વહે, શ્વાસ વેણમાં:
અટકિ સ્થીરથ્યા, હાથ આ નકી, પ્રભુ વિહારિરે તું ગયા થકી-૨૦

મસિદ રૂપ આ, બાગ બંગલા, જગત ભાસતું, બાધું આ બલા;
તમ વિના પ્રભૂ, કેમ જીવાયરે, અરરર રે અરે, હાય હાય રે-૨૧

બહુ રૂવે નથી, પાર આવતો, વિરહ અગ્નિ આ, શાન્ત ના થતો:
સુરતિ તારિ તો, લાગિ પ્યારિરે, સુખદ શામળા, ઓ વિહારિરે-૨૨

—:૦:—

## હરિગીત છંદ.

ઓ કાળરે જગ ફાળ તારૂં, બાળ્ય મોટું મોટમે,
વિકરાળ આ વિષઝાળ શું, નહિ જાણતા હૂતા તમે;
તો શીર ભુંડા શીદ, વ્હોરી લીધ ટીલી કાળિઆ,
શેને સ્વધામે સધ, વિહારિ પ્રભૂને વાળિયા— ૧

હતુ જાણ્ય પ્હેલાં ઇંદ્રને, તો વૃષ્ટિ તેણે પ્રેરિજો,
વરતાવી જગમાં કાળ, વૃત્તી દાખવી ધા કારિ જો;
ગંગાજી સ્વર્ગે સાંચર્યો, શી બાકિ હોય આ સમે;
વિહારિઓ વટપૂરના, તું વીણ કશુએ ના ગમે— ૨

હતિ જાણ્ય પ્હેલી સૃષ્ટિમાં, નથિ સાથિ કોઇ આપણો,
માટે મુકીઆ મ્હેલ, અગિઆરા હવે અહિંથી ગણો;
રે તં કિધું તે રીત, હાવે પ્રીત્ય ના ભૂલાયરે,
વિહારિ ઓ વટપૂરના, તું વીસુ[illegible]ન અમુઝાયરે.— ૩

પૂછે જનો કયમ કાળ પડિયો ખબર આ કોને નહીં,
જાણે ન જે વિહારિ સુદ્ધાં, સર્વ જાવાના સહી;
લિધ સત્ય સાથે, પત વગોવી, પ્રેમ પિડયા વરણવું,
તુજ માટ્ય ત્યાગી દેહ, તારી સાથ મારે તો થવું—૪

શાન્તિ પમાડી સાથમાં, લક્ષ્મીપ્રસાદે આ ઘડી,
ગાદી દિપાવી આ રૂડી, પિડય ઘેડ ફી માથે પડી;
પણ તારૂ સાટૂ ના વળે એ, વાસિ અક્ષર ધામના,
જનમી જગે અવિચળ પ્રસારી; કિર્તિની તેં નામના—૫

પણુ હાયના ઉપાય આવે, એક આપણુનો જડે,
લક્ષ્મીપ્રસાદે શાન્તી દિધી, પ્રાણુ ટકશે તે વડે;
ભાઇશંકરે ચિતથી ચચ્ચુ, આ વિર્હ દુર હાવે જજ્ને,
લક્ષ્મીપ્રસાદ ધર્મગુરૂજી, દિર્ઘ આયૂષી થજો. ૬

——:*:——

# हिंद विलाप.

## ( રામગ્રી. )

કોપ થયો કળી કાળમાં, વ્યાધી કોણુ બુઝાવે;
પરીસીમા વળી પ્રેમની, કોને અન્ન ન ભાવે- કોપ૦ ૧

હાજી હાજી કરી હાથથી, હોંશે જેને ઉપાડે;
તેરે કુટે શીર છાતિયો, પોકો પ્રેમની પાડે- કોપ૦ ૨

જતન કરી રાખ્યું રત્ન આ, પડ્યું છેડેથી છૂટી;
હાયે જીવાય કયમ કરી, હોળી હૈયામાં ઉઠી- કોપ૦ ૩

સૂખનો સાથી સોહાગીઓ, પુરણુ પ્રેમાભિલાશી;
તે વીણુ તલસતો જીવ આ, દીસે આજ ઉદાશી- કોપ૦ ૪

વજ્જર બાણુનો ઘાવ આ, કેઇ પેરે રૂઝાશે;
હાયે હાયે હરજી ગયા, ગતી શી હવે થાશે- કોપ૦ ૫

કાગ કસાઇ કયાંથી આવિયો, ભરી વાડી ભેલાડી;
હાયે આ સાહેબીના સૂખમાં, ભુંડી આગ્ય લાગડી- કોપ૦ ૬

દશા આવી નહીં દૈવને, દીધો દંડ આ ભારી;

હાથે ભુંડૂ કીધૂં હર્યો, રૂડા નાથ વિહારી— કોપ૦ ૭

સોનાની લંકાં લુંટાઈ ગઈ, કંકૂ કાજળ લેખૂં;
નયને નિહાળ્યે નાડાછડી, કાળા ઉન શી દેખૂ— કોપ૦ ૮

કુંવર કેલઇઓ કપાઇ પડચો, આજ વરસે અંગારા;
ચેન પડે ના ચિત્તમાં, વિણુ વિહારી તારા— કોપ૦ ૯

પ્હાડ ફાટચો આજ પ્રેમનો, હેતે અંતર બાળ્યૂં;
કો ભવના બટકણુ વડે, વેર વૈરિએ વાળ્યૂ— કોપ૦ ૧૦

દાવ વાળ્યો કયા દીનનો, ભુંડા કાળ તેં આજે;
લોહ સમાર તું ફેરવ્યે, ભુંડા જરિ એ ન લાજે— કોપ૦ ૧૧

મેધ તારૂં બળ ધીક છે, નાથ વિહારી નાખ્યા;
વધતૂ કીધું શું તેં વીરલા, ચંદન છાંટા વરસાવ્યા— કોપ૦ ૧૨

આજે કૌસ્તુભ શ્રીકૃષ્ણનો, જોતાં જોતાં લુંટાયો;
વીજોગનો વેરી વાયૂ કાં આજે બળભેર વાયો— કોપ૦ ૧૩

આમ જવું હતું તો પછી, આવ્યો શીદ આ વાટપ;;
લાલ્ય લાગી લીલે તોરણે, ફુટચાં ચોરીનાં માટ— કોપ૦ ૧૪

રિધસિધ બહુ રોળાઈ ગઇ, શાન્તી ચિત્તમાં શાની;
વૈદ કીયો વ્યાધી બૂઝવે, દેઇ ઔષધી આની— કોપ૦ ૧૫

મૃત્યૂનો મેરૂ તુટી પડચો, જીવ જોખમે ઝૂરે;
ધર્તી કંપી કાપે કાળજૂ, તુટચા ગર્ભ અધૂરે— કોપ૦ ૧૬

પાનું તેં આ પરીબ્રહ્મજી, કેઇ પોથીનું કાઢચું;
આશા આપી આ બ્રાહ્મને, અધવચ નાવ બુરાડચું— કોપ૦ ૧૭

ભાદરવા શુદી અષ્ટમી, બૂધવારી ક્યાં આવી;
પાપણીયે પેટ કાજ આ, પીડ્યા પુરમાં પડાવી- કોપ૦ ૧૮
હાયે વધું હવે શું લખું, લખતાં કંપે છે કાય;
ભાઇશંકર શીર છે સદા, અક્ષરધામીની સાહ્ય- કોપ૦ ૧૯




इतिश्री कृष्णपूर निवासी कवि० भाइशंकर पंडित विरचिते
"विहारि विरह विलाप" वर्णने प्रथमो शोकोद्गार
समाप्त—तथास्तु.

